# ભારતીય રાષ્ટ્રધ્વજ



લખનારઃ

કીંમત ૨ આના

# ભારતીય રાષ્ટ્રધ્વજ

લખનાર:


ડૉ. નારાયણ સુબરાવ હર્ડીકર
સેક્રેટરી જનરલ, હિંદુસ્તાની સેવાદલ.


અનુવાદક:

વિઠલદાસ ઠાકોરદાસ


૧૯૩૧

કિંમત ૨ આના

# બે બોલ.

—:o:—

હિન્દુસ્તાની સેવાદળના મુખ્ય ઉત્પાદક અને આ પુસ્તિકાના મૂળ લેખક ડા. ના. સુ. હર્ડીકર અને સુપ્રસિધ્ધ મરાઠી નાટકકાર શ્રી. ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકરની પ્રેરણાથી ' ભારતીય રાષ્ટ્રધ્વજ 'ના અનુવાદનું કામ મારા મિત્ર શ્રી. વિઠ્ઠલદાસ ઠાકોરદાસે ઉપાડી લીધું; તેમણે તે કરી તેમાં કાંઇ સુધારા વધારા કરવાનું કામ મને સોંપ્યું.

અનુવાદ, બન્યું છે ત્યાંસૂધી મૂળને શબ્દશ: અનુસરીને કર્યો છે. છત મરાઠી ભાષાપરના અધૂરા કાબુને લીધે તેમાં દોષો રહી જવાનો સંભવ છે. સુજ્ઞ વાચકનું તે તરફ ધ્યાન દોરાતાં અમને જણાવશે તો કૃપા થશે.

પુસ્તિકાના મૂળ લેખક ડા. હર્ડીકરે રાષ્ટ્રધ્વજનો વિષય જાણે પોતાના જીવન સાથે વણી લીધો છે, એમ કહીએ તો ચાલે. અણીથી પણી સૂધી આ આખો વિષય એમણે આ પુસ્તિકામાં બહુ સુશ્લિષ્ટ રીતે સમજાવ્યો છે; અને મૂળ મરાઠી આવૃત્તિ કરતાં તેના ગુજરાતી અનુવાદની પ્રથમ આવૃત્તિ વહેલી ખપી જઇ તેની બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ સાંપડશે તો જુદા જુદા દેશોના રાષ્ટ્રધ્વજ સંબંધી વિશેષ માહિતી ડોકટર સાહેબ પાસેથી લખાવી તેનો ઉપયોગ બીજી આવૃત્તિમાં કરવામાં આવશે; અસ્તુ.

માહા વદ ૧૧ ૧૯૮૭
ગીરગામ બેકરોડ,
મુંબઇ.

છો. ડા. જાગીરદાર.

# પ્રસ્તાવના.

——o——

રાષ્ટ્રધ્વજસંબંધી પૂર્ણ માહિતી મેળવી તેને જાગ્રત થયેલી હિંદી જનતા સમક્ષ મૂકવી અને હાલમાં સર્વત્ર થતી ધ્વજવંદન વિધિને સર્વ સાધારણ અને પધ્ધતિસર કરવી એવી ઇચ્છા આજ બે ત્રણ વર્ષ થયાં મારાં મનમાં હતી, પણ વિશેષ કામના બોજાને લીધે તેમ કરવાનો બિલકુલ અવસર મળેલો નહિ અકસ્માત્ થાણાના કારાગૃહમાં હવા ખાતા, ભુલદાણાની થંડી હવામાં કિંચિત્ વિશ્રાંતિ લેતાં જે કંઇ સગવડ મળી તેનો ઉપયોગ આ લેખ માટે કરૂં છું.

જે "હિન્દુસ્તાની સેવાદળ" નામની સંસ્થાનો અમે પ્રારંભ કીધો, તે સંસ્થાએ હાલના ત્રિરંગી રાષ્ટ્રધ્વજનો અને તેને લગતી કરવાની વંદન-વિધિનો અમારી સમજ મુજબ રીતસર અભ્યાસ કરી ભારતના ખૂણે-ખૂણામાં તેનો પ્રચાર કરવાનું કામ ઘણે અંશે કીધું છે. આ વાત સુવિદિત છે, તોપણ તેમાં ભૂલો રહેજ અને જે પ્રકારે આ વંદનવિધિ સર્વત્ર થવો જોઇએ એમ અમને લાગે તે પ્રમાણે તે થતો નથી. આનું મુખ્ય કારણ એજ કે હિંદી જનતાને રાષ્ટ્રધ્વજ એટલે શું તેનીજ બરાબર ખબર નથી; અને મૂળ રાષ્ટ્રધ્વજનોજ જ્યાં બરોબર ખ્યાલ નહિ, ત્યાં તેને લગતી કરવાની વિધિ બદલનો પણ ખ્યાલ કયાંથી હોય? મતલબ કે પ્રથમ રાષ્ટ્રધ્વજ સંબંધમાં યથાયોગ્ય માહિતી આપ્યા પછી તે માટે કરવાની વિધિની રીતસર સમજણ પાડવી એવું મનમાં આવતાંજ અમે આ પ્રયત્ન આરંભ્યો છે.

આજ હિંદુસ્તાનમાં આ વિષયપર રીતસર લખાયલું એક પણ પુસ્તક મળતું નથી. એટલુંજ નહિ, તે સંબંધમાં વિશેષ વિચારજ થયલો દેખાતો નથી; અને તેથીજ આ માર્ગદર્શનની આજ આવશ્યકતા લાગે છે.

આ નાનાં પુસ્તકમાં ઘણી ખરી બાબતો લખવાની રહી ગઇ છે, એ અમે બરાબર જાણીએ છીએ. તો પણ પહેલી આવૃત્તિ ખલાસ થયે, બીજી

આવૃત્તિ કાઢવાનો સુપ્રસંગ પ્રાપ્ત થાય તે દરમ્યાન અમે આ વિષયનો અમારો અભ્યાસ ચાલુ રાખી જગતનાં સ્વતંત્ર રાષ્ટ્રોમાં ધ્વજ-સંબંધી પ્રચલિત જુદી જુદી કલ્પનાઓનો અને માહિતીનો લાભ લઇશું અને તેનો બીજી આવૃત્તિમાં સમાવેશ કરીશું, પણ તે દરમ્યાન આ લેખનો ઉપયોગ થશે એમ આશા છે.

આપણે અત્યારસુધી પરતંત્ર હોવાથી બીજો જેટલું પાણી પાય તેટલું પીએ છીએ. આપણામાં હવે કાંઇ સ્વમાન જેવું આવવા માંડયું છે. "આ દેશ મારો, હું આ દેશનો" આ દશ અક્ષરનો મંત્ર હવે આપણે કાંઇક જપવા લાગ્યા છીએ. ભરતખંડનું સ્વામિત્વ એ અમારૂં છે, બીજાનું નથી એ કલ્પના હાલમાં દૃઢ થવા લાગી છે. આપણો દેશ બીજા રાષ્ટ્રપ્રમાણે સ્વતંત્ર થાય અને તે સાથે આપણો એક ધ્વજ હોવો જોઇએ એમ હવે આપણે કાંઇક લાગવા માંડયું છે. તેથીજ હિંદુસ્તાનના ખૂણેખૂણામાં ચરખાથી યુકત ત્રિરંગી ધ્વજને આપણા રાષ્ટ્રનું મૂર્તિમાન સ્વરૂપ સમજી પ્રેમ અને માનથી ફરકાવવામાં આવે છે. વિવિધ જાતિઓ, ધર્મ પંથો અને મતમતાંતરથી વિભક્ત થયલા આપણા આ અભાગી પરતંત્ર દેશમાં આજ ત્રિરંગી ધ્વજાએ પોતાનું માથું ઉંચું કીધું એ ખરેખરજ સારી નિશાની છે.

આમ છતાં " આ ધ્વજ અમને પસંદ નથી " "તે ઉપરના વિલક્ષણ રંગો અમને નહિ જોઇએ" ' તે ઉપર ચિત્રેલા ચરખાની બિલકુલ જરૂર નથી " આ રાષ્ટ્રીય નથી " એવા પ્રકારના ધ્વનિ કોઈ કોઇ ઠેકાણેથી નીકળેલા અમારા સાંભળવામાં આવ્યા છે. આપણું રાષ્ટ્ર આજપર્યંત બાલ્યાવસ્થામાં હોવાને લીધે હાલના ત્રિરંગી ધ્વજસંબંધી નીકળનારા આ વિરૂધ્ધ ધ્વનિઓ સ્વાભાવિક છે, એ અમે ભૂલ્યા નથી. પરંતુ આપણું રાષ્ટ્ર પૂર્ણ સ્વતંત્ર થયા પછી આ ધ્વજ આજ સ્વરૂપમાં આમજ કાયમ રહેશે એવી કલ્પના પણ આપણે શું કરવા કરવી? સ્વતંત્ર થયા પછી આનું સ્વરૂપ બદલાશે નહિ એમ પણ કેમ કહેવાય? અન્ય પરતંત્ર દેશોનો ઇતિહાસ આપણે શું શીખવે છે? કદાચિત આજના ધ્વજનું સ્વરૂપ આગળ ઉપર બદલાએ ખરૂં! તો પણ જેને માટે હજારો યુવકોએ સ્વાર્થ-

ત્યાગ કરીને અનંત કષ્ટ શોષ્યાં છે. અને હાલમાં પણ શોષી રહ્યાં છે, એવો આજનો ત્રિરંગી ધ્વજ આપણે સ્વતંત્ર થઈએ ત્યાંસુધી તો કોઈપણ પ્રકારની કચકચ ન કરતાં ' આપણો છે, ' એમ આપણે કાં કહેવું નહિ ? અને તેને આપણે યથાવિધિ વંદન કાં કરવું નહિ ? ધ્વજ એ રાષ્ટ્રનું પ્રતીક છે અને તેની રાષ્ટ્રને અત્યંત જરૂર છે; આપણા છોકરા છોકરીઓની નજર સામે તો તેને સદૈવ રહેવાદો. તેને ખાતર એટલેજ આપણી પ્રિય ભારત-માતાને ખાતર આપણે હોમાઈ જવાનું છે, એ ભાવના તો તે લોકોમ ઉત્પન્ન થવા દો; એટલે સ્વતંત્ર થયા પછી બદલવામાં આવનાર ધ્વજ માટે પણ તેને અભિમાન થશે, અને તેને માટે પ્રાણાર્પણ પણ કરવા તે તૈયાર થઈ રહેશે.

ધ્વજ કેવો હોવો જોઈએ તે માટે વાદવિવાદમાં ન ઉતરતાં ધ્વજ માટે અભિમાન અને પ્રેમ ઉત્પન્ન કરવા પૂરતો અને તેસંબંધી થનાર વિધિની રીતસર માહિતી કરી લેવા પૂરતો આ પુસ્તકનો થોડો ઘણો ઉપયોગ થાય એવી અમારી અંતરની ઈચ્છા છે. છોકરા, છોકરીઓને પણ ધ્વજનો અ પાઠ શીખવવામાં આવે માટે આ પુસ્તક કાળજીપૂર્વક લખી છાપવામાં આવ્યું છે. અને તેનો ફેલાવો બધે થાય માટે તે અતિશય સસ્તું વેચવાની તકેદારી રાખી છે. તો પણ આ પુસ્તકમાં આપેલી માહિતી સર્વ સુજ્ઞ બંધુ અને ભગિનીઓએ જાતે મેળવી લઈ પોતાના છોકરા, છોકરી-ઓને પણ તે સારી રીતે સમજાવી દેવી અને આપણા રાષ્ટ્રધ્વજ બદલ તેઓના મનમાં અભિમાન અને પ્રેમ ઉત્પન્ન કરવાં એવી અમારી તેમને સવિનય પ્રાર્થના છે.

આ નાનું પુસ્તક લખવાની બાબતમાં અમને અમારી સંસ્થાના સર્વ ચાલકોની તો સહાય મળેલીજ છે, પણ તે ઉપરાંત પ્રસિદ્ધ નાટકકાર શ્રી. ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર, બુલઢાણાના શિક્ષક શ્રી. ગોવિંદ દિનકર નામજોશી અને ત્યાંના અમારા અનેક યુવાન મિત્રો તેમજ અકોલાના સરસ્વતિ મંદીરના અને ટિળક–રાષ્ટ્રીયશાળાના શિક્ષક, શ્રી. લક્ષ્મણરાવ પિંગળે ઇત્યાદિ ગૃહસ્થોએ જે મદદ કરી છે તે બદલ અમે તે સર્વના ઋણિ છીએ.

**ના. સુ. હર્ડીકર**

# અનુક્રમણિકા.

# ભારતીય
# રાષ્ટ્રધ્વજ

—o—

## પાઠ ૧ લો.

## રાષ્ટ્રનું પ્રતીક.

રાષ્ટ્ર ધ્વજ એ રાષ્ટ્રનું પ્રતીક છે. રાષ્ટ્રના અસ્તિત્વનું એ મૂર્તિમંત ચિન્હ છે. દેશમાં પ્રચલિત સર્વ ધર્મ, સર્વ જાતી, સર્વ પંથને એકત્રીત કરનાર તે મહામંત્ર છે. રાષ્ટ્રધ્વજ રાષ્ટ્રીય ભાવનાનું સર્વોત્કૃષ્ટ ચિન્હ હોઇ તેનું સન્માન એટલે રાષ્ટ્રનું સન્માન અને તેનું અપમાન એટલે રાષ્ટ્રનુ અપમાન એવી સર્વ સ્વતંત્ર રાષ્ટ્રની ભાવના છે. એટલે કે ધ્વજમાટે પ્રેમ એટલે રાષ્ટ્રપ્રેમ અને ધ્વજનું અપમાન એટલે રાષ્ટ્ર દ્રોહ. આમ હોવાને લીધે રાષ્ટ્રધ્વજ માટે પ્રાણ અર્પણ કરવો, એટલે રાષ્ટ્ર માટે હોમાઇ જવું

વાસ્તવિક રીતે જોતાં ધ્વજ એટલે કપડાનો એક ગમે તેવો નાનો અથવા મોટો ટુકડો, પરંતુ સાદા પત્થરમાંથી મૂર્તિ બનાવી તેમાં દેવની પ્રાણપ્રતિષ્ઠા કરી એટલે જે પ્રમાણે તેને દેવત્વ પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે વસ્ત્રને ચોક્કસ રંગ આપી તેની ઉપર ખાસ ચિન્હો દોર્યા અને ધ્વજ એવું નામ આપી, જનતાએ તેનો સ્વિકાર કીધો, એટલે તેજ કપડાંને રાષ્ટ્રધ્વજની પદ્વિ મળે છે, અને પછી રાષ્ટ્રનાં પ્રતીક અથવા પ્રતિનિધિ તરીકે તેને માન મળવા માંડે છે.

જે રીતે દેવની મૂર્તિ દ્રષ્ટીએ પડતાંજ ભાવિક મનુષ્ય સ્વાભાવિક રીતેજ તેને નમસ્કાર કરે છે, તેજ પ્રમાણે રાષ્ટ્રધ્વજ દ્રષ્ટિએ પડતાંજ દેશના પ્રત્યેક મનુષ્યનું મસ્તક સન્માનપૂર્વક આપોઆપ નમે છે, અને તેને તે ભાવપૂર્વક પ્રણામ કરે છે.

દેશનાં લોકોમાં રાષ્ટ્રીય જાગૃતિ થવા માંડી એટલે ધ્વજને માટે તે પોતાનો પ્રાણ આપવાને પણ તૈયાર થાય છે. પરતંત્રતાની બેડીમાં જકડાએલા દેશને પોતાનો ધ્વજ હોતો નથી; અને ધ્વજ વગરના દેશમાં કેવળ ગુલામોજ મઝા કરે છે. અને તેથીજ એવા લોકોમાં ધ્વજની કલ્પના હોતી નથી, અને કદાચિત હોય છે તો તેને મૂર્ત સ્વરૂપ આપવાની તમન્ના હોતી નથી. તાત્પર્ય કે રાષ્ટ્રનું રૂપાંતર ધ્વજમાં થયેલું હોય છે, એટલે કે ધ્વજમાં રાષ્ટ્ર છે એમ સમજીને, જે પ્રમાણે આપણે દેવની મૂર્તિને ભક્તિપૂર્વક વંદન કરીએ છીએ, તેજ પ્રમાણે રાષ્ટ્રધ્વજને આપણે વંદન કરવું જોઇએ.

## પાઠ ૨ જો.

# રાષ્ટ્રધ્વજની ઇજ્જત.

જગતમાં પ્રત્યેક સ્વતંત્ર રાષ્ટ્રને પોતાનો એક ખાસ ધ્વજ હોય છે જ; અને તે તે રાષ્ટ્રનો પ્રત્યેક નાગરીક પોતાના રાષ્ટ્રધ્વજનું યોગ્ય સન્માન જાળવવાની પોતાની મુખ્ય ફરજ સમજે છે.

એક વખત એક અમેરીકન ગૃહસ્થનો પગ તારા અને પટા (Stars and Stripes) થી અંકિત અમેરીકન રાષ્ટ્રધ્વજપર ભૂલચુકમાં પડી ગયો, તેજ વખતે અમેરીકન નાગરીકોએ તે ગૃહસ્થની આસપાસ ઘેરો ઘાલ્યો, અને જ્યારે તેણે ધ્વજને વંદન કરી તેનું સન્માન કીધું ત્યારેજ તેને આગળ જવા દીધો. અમેરીકન, લોકોનું પોતાના ધ્વજ માટે આ કેટલું અભિમાન.

ઇગ્લાંડની રાણી એલીઝાબેથના સંબંધમાં પણ એક એવીજ વાત પ્રસિદ્ધ છે. એક દિવસે તે પોતાના વાહનમાંથી નીચે ઉતરતી હતી, ત્યારે જમીન પર પડેલા કાદવથી તેના પગો ખરડાય નહીં, માટે પાસે ઉભેલા કોઇ એક અધિકારીએ પોતાની પાસે ઇગ્લાંડનો ધ્વજ હતો તે તેની આગળ પાથરી, તેના ઉપર પગ મુકી આગળ જવાની રાણીને વિનતિ કીધી. પણ એલીઝાબેથનું ધ્યાન તે વાવટા તરફ દોરાંતાંજ તેણીએ તે જલ્દીથી ઉંચકીને પોતાના મસ્તકપર ધારણ કીધો અને પોતાના શરીર પરનો ઓવર કોટ નીચે પાથરી, તે ઉપર પગ મૂકી તે આગળ ગઇ! "તમે ઇંગ્રેજ લોકોએ પોતાના રાષ્ટ્રધ્વજની ઇજ્જત કેમ સાચવવી એ જ્યાંસુધી સારી રીતે જાણ્યું નથી ત્યાં સુધી આપણા રાષ્ટ્રની ઐક્યતા અને ઉન્નતિ થનાર નથી." આ પ્રમાણે તે અધિકારીને ઠપકો આપવાનું પોતાનું કર્તવ્ય ચુકી નહીં.

આ રીતે સ્વતંત્ર રાષ્ટ્રના લોકો કાગળ પર દોરેલા ધ્વજનું, અરે તે ચિત્રના ટુકડાનું સુધ્ધાં યોગ્ય રીતે માન જાળવે છે; અને પોતાના રાષ્ટ્રની ઇજ્જત વધારી તે માટે આદર અને પ્રેમની વૃદ્ધિ કરે છે. આનેજ ધ્વજની

એટલે કે પોતાના રાષ્ટની ઇજ્જત સાચવેલી કહેવાય પોતાના રાષ્ટ્રધ્વજનું અપમાન સ્વતંત્ર દેશમાં કોઇપણ માણસથી સહ્યું જતું નથી.

સંપૂર્ણ રીતે સ્વતંત્ર એવા રાષ્ટ્રના ધ્વજનું કોઇ શત્રુ અપમાન કરે તો તેને સરકાર એકદમ પકડીને કડક શિક્ષા કરે છે. પરંતુ પરતંત્રતાના કિચ્ચડમાં સડતા હીંદુસ્તાન દેશનો જગતેમાન્ય કરેલો એવો પોતાનો ધ્વજ છેજ નહીં; અને આજ આપણે પોતાનો એમ સમજી જે રાષ્ટ્રધ્વજ તૈયાર કીધો છે, તેનું અપમાન કરનારને યોગ્ય શિક્ષા કરાવવાનું સામર્થ્ય પણ આપણામાં નથી; સ્વતંત્ર થયા પછીજ આ વાતનો યોગ્ય પ્રતિબંધ કરવાનું આપણાથી બની શકશે.

## પાઠ ૩ જો.

# રાષ્ટ્રધ્વજની શરૂઆત.

દુર્ભાગ્યે સર્વ રીતે પરતંત્ર બનેલા આપણા દેશનો પોતાનો ધ્વજ નથી એ ઉપર જણાવવામાં આવ્યુંજ છે. ગુલામી દશામાં આવ્યા પછી હીંદવાસીઓને બ્રિટિશોના "યુનીયન જેક" આગળજ માથું નમાવવાની ટેવ પડી અને હજી સુધી એ ટેવ ચાલુ છે. એટલુંજ નહીં, પણ સ્વરાજ્ય માટે આજ સતત ૪૫ વર્ષો થયા ઝઘડી રાજકીય બાબતમાં આગળ પડતો ભાગ ભજવનાર રાષ્ટ્રીય સભાના મંડપ ઉપર પણ સન ૧૯૨૧ ની સાલ સુધી "યુનીઅન જેક" જ ફરકતો હતો એમ કહેવામાં કંઇ હરકત નથી.

એક વખતે જાપાનીઝ આગબોટમાં મુસાફરી કરનાર એક હીંદી યુવક ડેક ઉપર આમતેમ ફરતો હતો, તે વખતે પોતાના રાષ્ટ્રીયધ્વજ તરફ આંગળી કરી એક જાપાનીઝ છોકરાએ તેને અભિમાનથી સવાલ કીધો કે "તમારા રાષ્ટ્રનો ધ્વજ આવાજ પ્રકારનો છે કે ?" તેજ વખતે પોતાની પરતંત્ર દશાનું ભાન થતાં તે હીંદી યુવકની આંખોમાંથી અશ્રુ પડવા લાગ્યાં. તેણે પોતાનું મસ્તક નીચું નમાવ્યું અને તે સ્તબ્ધ ઉભો રહયો; પરદેશ ગએલા હીંદીઓને સ્વતંત્ર દેશના લોકો આવો સવાલ પૂછે છે; અને સ્વતંત્રતાની કીંમત સમજનારા આપણા હીંદી યુવકોને તેનો ઉત્તર આપતાં જડની માફક ઉભા રહેવું પડે છે; તેથીજ આપણી ભરતભૂમી માટે પણ એક ધ્વજ હોવો જોઇએ એવી જાતની કલ્પના પરદેશમાં શિક્ષણ માટે ગયેલા અને ત્યાંના સ્વતંત્ર વાતાવરણમાં વિહરનારા હીંદી યુવકોના મનમાં સ્ફુરવા લાગી.

સન ૧૯૦૫ ના સુમારે કેટલાએક હીંદી દેશભકતોએ પેરીસમાં સૂર્ય, ચંદ્ર અને કમળથી યુકત એક ધ્વજ બનાવ્યો અને તેને "હીંદી રાષ્ટ્રધ્વજ" એવું નામ આપ્યું. તો પણ "યુનીઅન જેક" શિવાય બીજા ધ્વજની જેમને કલ્પનાજ નહોતી તેવા તે વખતના આગેવાનોએ અને નિદ્રાને વશ થયેલી પ્રજાએ આ જાતના પ્રયત્નને ટેકો આપ્યો નહીં.

તે પછી હીંદી યુવકવર્ગ ઉત્સાહ પૂર્વક આગળ આવ્યો અને તેણે રાજકીય ચળવળમાં ભાગ લેવાની શરૂઆત કીધી. હીંદુસ્તાન દેશ સ્વતંત્ર થાય અને તેનો પોતાનો રાષ્ટ્રધ્વજ હોવો જોઇએ એમ તેઓને લાગવા માંડ્યું. એટલે એ લોકોએ પોતાને ઠીક લાગે એવો એક ધ્વજ તૈયાર કરવાની ખટપટ શરૂ કીધી, તો પણ યુવક વર્ગના આ ઉત્સાહને આગેવાનોએ બિલકુલ ઉત્તેજન આપ્યું નહીં. છતાંપણ કેટલાએક જુના આગેવાનોને રાષ્ટ્રીયધ્વજની જરૂરિયાત લાગવા માંડી. સને ૧૯૧૬ નાં સુમારે " ઈંડિયન હોમરૂલ " ઉર્ફે હીંદ સ્વરાજ્યની ચળવળ શરૂ થતાં કેટલાએક કાર્ય કરતાઓએ, લાલ, સફેદ એવા નવ પટ્ટાઓનો બનાવેલો એક ધ્વજ તૈયાર કરી તેની નીચેના બાજુએ 'સપ્તર્ષિ' ઉપરના ડાબી બાજુના ખુણાપર "યુનીઅન જેક," જમણા ખુણાપર અર્ધચંદ્ર અને તેની ઉપર એક તારો, એવા ચિન્હો મુક્યાં, પણ તેની અંદરે "યુનીઅન જેક" નેજ મહત્વ આપવામાં આવેલું હોવાને લીધે તે વાવટાને ઉદ્દામ વર્ગના યુવાન દેશ ભકતોએ માન્ય રાખ્યો નહિં.

આ પ્રમાણે કેટલા એક વર્ષ ખટપટ ચાલુ રહી. પછી અસહકારના જમાનામાં સન ૧૯૨૧ ના માર્ચ મહિનામાં બેઝવાડામાં " ઓલ ઈંડિયા કોંગ્રેસ કમીટી " ની બેઠક વખતેજ આ સવાલને જોરથી ઉપાડી લેવામાં આવ્યો. આસમયે એક આંધ્ર યુવક હિંદી રાષ્ટ્રધ્વજના જાત જાતના નમુના તૈયાર કરી મહાત્મા ગાંધીજી પાસે મુકયા. તે વખતે આપણો ધ્વજ તદદન સાદો હોવો જોઇએ એમ કહીને એક નવોજ નમુનો તૈયાર કરવાની મહાત્માજીએ તેને આજ્ઞા કીધી. તદનુસાર હિંદુઓનો લાલ અને મુસલમાનોનો લીલો એવો એક દ્વિરંગી ધ્વજ બનાવી મહાત્માજીને દેખાડવામાં આવ્યો. તેમણે આ બે રંગમાં બીજી સર્વ જાતિઓ દર્શક સફેદ રંગ ઉમેર્યો. અને આ ત્રિરંગી ધ્વજ ઉપર " સુદર્શન ચક્ર " તરીકે ઓળખાવામાં આવનારા ચરખાનું ચિન્હ દોરવાનું કહ્યું; કારણ કે સુતર કાંતવાના અને બીજાં ઘરગથુ ધંધાઓના જોરથીજ પ્રાચીન ભારત

એક વખતે વૈભવના શિખરપર પહોંચ્યું હતું; અને તે ઉદ્યોગનો નાશ થતાંજ આજની દરિદ્રતા તેને પ્રાપ્ત થઇ છે. એવી કલ્પના એના મૂળમાં રહેલી છે.

આરીતે હાલના આ ભારતીય રાષ્ટ્રધ્વજનો જન્મ થયો. આ ધ્વજને રાષ્ટ્રીય સભાએ રીતસર ઠરાવ કરીને જોકે માન્ય કીધો નથી, તો પણ તેના જન્મથીજ "કોંગ્રેસ ધ્વજ" અથવા "રાષ્ટ્રધ્વજ" તરીકે તે મનાવા લાગ્યો અને તેનો સર્વત્ર પ્રભાવ પડવા લાગ્યો; તેમજ ઠેકઠેકાણે તે ફરકાવવાની શરૂઆત થવા લાગી. સન ૧૯૨૧ માં અમદાવાદમાં ભરાએલી રાષ્ટ્રીય સભાના અધિવેશન વખતથી તો કોંગ્રેસના મુખ્ય મંડપ ઉપર અને કોંગ્રેસ નગરમાં સર્વત્ર આજ ધ્વજ ફરકાવવામાં આવે છે. અને તે વખતથીજ આ દેશની રાષ્ટ્રીય કામ કરતી સર્વ સંસ્થામાંથી "યુનીઅન જેક" ને કદાચ જડમૂળથી ઉખેડી નાંખવામાં આવ્યો એમ કહીએ તો ચાલે.

આજ સુધી હજારો દેશભકતોએ આ ભારતીય રાષ્ટ્રધ્વજની ઇજ્જત માટે તુરંગવાસ સેવ્યો છે અને અનેક પ્રકારની ખુવારી ખમી છે એ વાત સુપ્રસિધ્ધ છે.

## પાઠ ૪ થો.

# રાષ્ટ્રધ્વજ જાતિદર્શક નથી.

ધ્વજમાં ધર્મદર્શક અથવા જાતિદર્શક જેવું કંઇજ હોવું ન જોઇએ અથવા હોવાની જરૂર નથી. રાષ્ટ્રધ્વજ કહ્યો કે તે સમસ્ત રાષ્ટ્રનો. દેશના સર્વ ધર્મના અને જાતિના, લોકોએ આપસઆપસના ભેદભાવ ભુલી જઇ કેવળ એક રાષ્ટ્રીય ભાવનાથી તેની નીચે એકત્ર થવું જોઇએ તોપણ આપણા રાષ્ટ્રધ્વજની કલ્પનાને પ્રથમ મૂર્ત સ્વરૂપ પ્રાપ્ત થયું ત્યારે તેના મૂળમાં જાતિભેદનો થોડા ઘણો અંશ હતો એમાં શંકા નહિં. માત્ર તે વખતે રાષ્ટ્રીય ચળવળ પૂર જોશમાં હોવાને લીધે જાતિભેદને પ્રાધાન્ય આપવાનો કોઇને અવકાશ ન્હોતો, પરંતુ આ ચળવળ મંદ પડતાંજ જાતિભેદોને જોર મળ્યું અને ધ્વજ માંહેલા રંગ બદલ જુદી જુદી જાતિ-ઓમાં મતભેદ ઉત્પન થવા લાગ્યો. હાલના ત્રણ રંગોમાં શીખ લોકો માટે વળી એક રંગ ઉમેરવો એવી માંગણી શીખ સમાજના આગેવાનો તરફથી કોંગ્રેસ આગળ મુકવામાં આવી; અને કોંગ્રેસે તે તરફ વિશેષ લક્ષ આપ્યું નહિં, તો પણ કેટલેક ઠેકાણે ત્રણ રંગની જગ્યાએ ચાર રંગનો ધ્વજ તૈયાર કરીને તેને રાષ્ટ્રધ્વજ માની તે વાપરવાની શીખ લોકોએ શરૂઆત કીધી છે.

માત્ર ત્રિરંગી ઝંડાના રંગ વિષેની મૂળ જ્ઞાતિ દર્શક કલ્પના હવે બદલાવા લાગી છે. અને આપણો ધ્વજ એ રાષ્ટ્રીયતાનું પ્રતીક છે, એવી સમજ આ તરફ પ્રચલિત થવા લાગી છે. અને આપણા ધ્વજનાં ત્રણ રંગો, એ સ્વતંત્રતા, સમતા અને બંધુભાવનાં દર્શક છે એમ કેટલાક આગેવાનોનું કહેવું છે. પણ સાબરમતીમા સન ૧૯૩૦ ના ફેબ્રુઆરીમાં મળેલી "વર્કીંગ કમીટી" ની બેઠક પછી મહાત્મા ગાંધીજીએ "યંગ ઈંડિયા" માં મજકુર ધ્વજનાં રંગ વિષે જે ખુલાસો પ્રસિધ્ધ કર્યો છે તે ઘણો બંધ બેસતો છે. તેમના મત પ્રમાણે લાલ રંગ એ શૌર્ય દેખાડે છે અને લીલો

અને સફેદ રંગ અનુક્રમે શાંતિ અને પવિત્રતા દેખાડે છે. એટલે ભારતીય રાષ્ટ્રધ્વજ શૌર્ય, શાંતિ અને પવિત્રતા એ ગુણોનું માત્ર પ્રતીક છે એવું મહાત્માજીનું કહેવું હોઇ તેજ મતને આજે દેશ ટેકો આપે છે.

ધ્વજ પરના ચરખા સંબંધમાં મહાત્માજી કહે છે "ચરખાના ચિન્હ માટે કોઈ ટીકા કરે તો મને ખરાબ લાગે. ચરખો એ ગરીબ, શ્રીમંત ને એકત્ર કરનારી શક્તિ છે, અને રાષ્ટ્રીય કાર્યકર્તાઓ જે જે ચળવળ ઉપાડશે તે તે ચળવળ જનસમાજ તરફ આંખ મિંચામણા કરીને ચલાવવાની નથી એવું વારંવાર સ્મરણ કરાવનાર ચિન્હ તે ચરખોજ છે."

ત્યારે રાષ્ટ્રધ્વજ માંહેલા રંગો જુદાજુદા ધર્મ જ્ઞાતિ અથવા રાજકીય પક્ષના દર્શક નથી એ વાત ધ્યાનમાં રાખવી અને બીજાઓની એવી ગેરસમજ થઈ હોય તો તે દૂર કરવી એ પ્રત્યેક હિંદી જનની ફરજ છે.

## પાઠ ૫ મો.

# રાષ્ટ્રધ્વજ કેવો જોઇએ.

ગમે તેવા આકારના અને રંગના ધ્વજને રાષ્ટ્રધ્વજ કહી શકાય નહીં. આજ હીંદી રાષ્ટ્રમાં માન્ય થએલા ધ્વજમાં ઉપર નીચે અનુક્રમે સફેદ લીલો અને લાલ એ ત્રણ રંગ છે. અને તે ઉપર ચરખાનું ચિત્ર દોરેલું હોય છે. ચરખાની ત્રાકવાળો ભાગ ધ્વજના સ્તંભ તરફ હોય છે. ચરખાનું ચક્ર ધ્વજનો જે ભાગ હવામાં ફરકે છે તે બાજુએ હોય છે. આ સિવાય ધ્વજ ઉપર કોઇપણ બીજાં ચિન્હો અગર અક્ષરો ન હોવા જોઇએ. ( મુખ પૃષ્ટ પરનું રંગીન ચીત્ર જુઓ ).

ધ્વજની લંબાઇ ( એટલે જમીનથી સમાંતરે આવેલી બાજુ; જેને ઇંગ્રેજીમાં flag કહે છે.) અને પ્હોળાઇ ( ધ્વજસ્તંભથી સમાંતરે આવેલી બાજુ. જેને ઇંગ્રેજીમાં hoist કહે છે ) આનું પ્રમાણ અનુક્રમે ૩;૨ જેટલું હોવું જોઇએ. એટલે કે ૬ ફુટ લંબાઇ હોયતો પ્હોળાઇ ૪ ફુટ હોવી જોઇ એ; અથવા ૬ ઇંચ લંબાઇ હોય તો પ્હોળાઇ ૪ ઇંચ હોવી જોઇએ. નાના મોટા ધ્વજ તૈયાર કરાવવા તે આજ પ્રમાણમાં તૈયાર કરાવવા. આજ બજારમાં જાતજાતના રંગોના અને વાંકાચુંકા આકારના ધ્વજ વેચવામાં આવે છે; તે લઇને તેનો રાષ્ટ્રધ્વજ તરીકે ઉપયોગ કરવો યોગ્ય નથી.

બીજી ધ્યાનમાં રાખવાની વાત એ કે વંદન વખતે રાષ્ટ્રનાં પ્રતીક તરીકે વાપરવામાં આવનાર ધ્વજનું કપડું હાથથી કાંતેલા સુતરની શુધ્ધ ખાદીનું હોવું જોઇએ. શકિતપ્રમાણે તે સુતરાઉ, ઉનનું અથવા રેશમનું ગમે તે હોય તે ચાલે, પણ સુતર માત્ર હાથેથી કાંતેલું હોવું જોઇએ. સભાઓ અથવા તો એકાદ મંડપ કિંવા ઘરની શોભા માટે શુધ્ધ ખાદીનાજ ધ્વજ વાપરવા.

## પાઠ ૬ ઠો.

# હિન્દુસ્તાની સેવાદળ અને રાષ્ટ્રધ્વજ.

"રાષ્ટ્રધ્વજ" અને "હિંદુસ્તાની સેવાદલ" નો સંબંધ બહુ અતલગનો તેમજ જીભ અને તાળવા સરખો છે. સન ૧૯૨૩ ના એપ્રીલમાં નાગપુરમાં ઝંડા સત્યાગ્રહ શરૂ થયો; તે વખતે રાષ્ટ્રધ્વજની ઇજ્જત રાખવા માટે કોંગ્રેસની "વર્કીંગ કમીટી"એ પ્રત્યેક પ્રાંતમાંથી ૭ ૭ સ્વયંસેવક નાગપુર મોકલવાની વ્યવસ્થા કીધી હતી. એ લોકોએ સત્યાગ્રહમાં ભાગ લીધો તે માટે તેમને ત્યાંજ તુરંગમાં મોકલવામાં આવ્યા. રાષ્ટ્રીય ઝંડાની ઇજ્જત સાચવવા માટે અને રાષ્ટ્રની સ્વતંત્રતા મેળવવા માટે પ્રાણ આપવાને પણ તૈયાર હોય, એવા દેશભકતોનું એકાદેક અખીલ-ભારતીય સ્વયંસેવક દળ હોવું જોઇએ એવી તીવ્ર ઇચ્છા તે વખતે નાગપુરમાં કારાવાસની શિક્ષા ભોગવતા કેટલાએક સત્યાગ્રહી આગેવાનોના મનમાં ઉત્પન્ન થઇ; અને ત્યાંજ તે લોકોએ સેવાદળના સંગઠનની શરૂઆત કરી.

તુરંગમાંથી મુક્ત થતાંજ, કોકોનાડામાં ભરાએલી કોંગ્રેસની બેઠક વખતે કેટલાએક સ્વયંસેવકો અને તેના આગેવાનો હાજર રહ્યા; અને ત્યાં તેઓએ "હિંદુસ્તાની સેવાદળ"ની કલ્પનાને મૂર્તસ્વરૂપ આપી તેની સ્થાપના કીધી. તેજ વખતે કોંગ્રેસનાં પ્રમુખના હાથેજ રાષ્ટ્રધ્વજ કોંગ્રેસ-નગરનાં દરવાજે પહેલવહેલો ચઢાવવામાં આવ્યો; અને હિંદુસ્તાની સેવા-દળને રાષ્ટ્રીય સભાએ પોતાનાજ સ્વયંસેવક દળ તરીકે માન્ય કીધું. એટલે ધ્વજરક્ષણની સિપાઇગીરીનું કામ પણ દળના માથે આપો આપજ આવ્યું.

ત્યાર પછી બેલગામમાં ભરાએલી રાષ્ટ્રીય સભાના અધિવેશનથી ધ્વજ-વંદનની વિધિ સ્થાપિત નિયમ મુજબ શરૂ થઇ. ત્યારથી ( સન ૧૯૨૮ ની કલકત્તાની બેઠકથીજ ) દરેક વર્ષે કોંગ્રેસના અધિવેશન પહેલાં આ વિધિ હીંદુસ્તાની સેવાદળ પાસે નકકી કીધેલી પધ્ધતિથી અને અત્યંત ગંભીર રીતે કરાવવામાં આવે છે.

રાષ્ટ્રધ્વજની લોકપ્રિયતા સર્વત્ર વધારવાનું માન મોટે ભાગે હીંદુસ્તાની સેવાદળને ઘટે છે, એમ કહીએ તો તે અયોગ્ય નહીંજ કહેવાય. પ્રત્યેક મહીનાના છેલ્લા રવીવારે સવારે બરોબર ૮ વાગે રાષ્ટ્રીય ધ્વજવંદનની વિધિ હીંદુસ્તાનભરમાં કરવામાં આવે, એવો ઠરાવ સન ૧૯૨૮ ની સાલમાં ભરાએલી પોતાની પરિષદમાં સેવાદળે મંજુર કીધો; અને તેને જુદીજુદી પ્રાંતિક, જીલ્લા અને તાલુકા કોંગ્રેસ કમિટીઓએ, સેવાદળની સર્વ શાખાઓએ તેમજ પેટા શાખાઓએ અને બીજી અનેક રાષ્ટ્રીય સંસ્થાઓએ ટેકો આપી, પોત પોતાને ઠેકાણે ધ્વજવંદનની શરૂઆત કીધી. કોંગ્રેસના મુખ્ય કાર્યકર્તાઓએ પણ સેવાદળના ઉપલા ઠરાવ તરફ લોકોનું લક્ષ ખેંચ્યું અને એ વિધિ કરવાની વિનતિ કરી. તે પ્રમાણે આજ હજારો જગ્યાએ કરવામાં આવે છે અને તેમાં લાખો માણસો હાજર હોય છે; અને આ ધ્વજને સપ્રેમ અને અત્યંત આદર પૂર્વક વંદન કરે છે. પરદેશમાં પણ કોઇ કોઇ ઠેકાણે આપણા દેશબંધુઓ ધ્વજવંદનનો કાર્યક્રમ પાર પાડે છે.

રાષ્ટ્રધ્વજ માટે જનતાનાં મનમાં પ્રેમ અને આદર ઉત્પન્ન કરવામાં આ સમારંભ વિશેષે કરીને કારણભૂત થયો છે. તેજ પ્રમાણે નિયમ, નવીનતા ભવ્યપણું ઇત્યાદિ ગુણોને લીધે પણ તે સર્વ ઠેકાણે લોકપ્રિય થતો જઇ દિવસે દિવસે તેની સંખ્યામાં વધારો થાય છે.

## પાઠ ૭ મો.

## ધ્વજવંદન વિધિની પૂર્વ તૈયારી

જે ઠેકાણે ધ્વજ ખોડવાનો હોય તે જગા સપાટ પહોળી સ્વચ્છ અને સુરક્ષિત હોવી જોઇએ. ધ્વજસ્તંભ ઘણો મજબુત અને સાવ સીધો હોવો જોઇએ. ગાંઠાગાંઠાવાળા અથવા વાંકાચુંકા સ્તંભનો ઉપયોગ કરવો નહીં. જાડી સરળ અને મજબુત એવી એક ગોળ લાકડી લઇ તે સારીને સુંવાળી થાય ત્યાંસુધી છોલવી. સ્તંભની ઉંચાઇનું પ્રમાણ વિશેષ મોટું હોય તો તેના બે અથવા ત્રણ ગોળ સાંધા કરી તેને એકઠાં મજબુત રીતે ઘટ જોડી લેવા અને તેને સફેદ રંગ રંગવો.

સ્તંભની ઉંચાઇને છાજે એટલાજ માપનો ધ્વજ હોવો જોઇએ. સાધારણ રીતે ૫ ફુટ લાંબો અને ૩ ફુટ પહોળો એવા આકારનો ધ્વજ હોય તો તેને માટે જમીનથી પચીસ થી ચાલીશ ફુટ ઉંચાઇનો સ્તંભ જોઇએ; ધ્વજ ૯ ફુટ લાંબો અને ૬ ફુટ પહોળો હોય તો સ્તંભ ચાલીશ થી પંચોતેર ફુટ ઉંચો હોય તો બરોબર લાગે. આજ પ્રમાણમાં આપણે સ્તંભની ઉંચાઇ નક્કી કરવી જોઇએ.

ધ્વજની ઘરેડી અને દોરી પણ મજબુત હોવી જોઇએ. સ્તંભના ઉપરના છેડા પર લાકડાની અથવા લોખંડી ઘરેડી પ્રથમથીજ બેસાડી દેવી, અને સ્તંભ ઉભો કરતાં પહેલાંજ ઘરેડીમાંથી દોરી પરોવી દેવી—દોરી વારંવાર ઘરેડીમાંથી સરી જવાની ધાસ્તી હોવાને લીધે દોરી ઘરેડીના ખાંચા કરતાં વધારે જાડી રાખવી નહિ. દોરી સફેદ સુતરની હોવી જોઇએ, બીજી કોઇ ચાલે નહિ

સ્તંભનો લગભગ એક દશાંશ ભાગ જમીનમાં ખોડવો જોઇએ. સ્તંભ બહુ ઉંચો હોય તો તેને બે જુદી જુદી જગાએ ત્રણ ત્રણ દોરીથી

બાંધવો (દરેક જગ્યાએ) જેથી તે મજબુત રહે અને પવનથી હાલીને નીચે પડી ન જાય એવી જોગવાઇ કરવી. જે ઠેકાણે ધ્વજસ્તંભ કાયમને માટે રાખવાનો હોય તે જગ્યાએ સ્તંભની આજુબાજુ ૪ થી ૫ ફુટ ઉંચાઇનો પાકો ચોતરો હોવો જોઇએ. ધ્વજસ્તંભના મધ્યબિંદુની પછવાડે ૫ ફુટના અંતર પર એક લાંબી લીટી દોરવી; અને સ્તંભબિંદુ થી એક સીધી લીટી એવી રીતે દોરવી કે તે ઉપરની લીટીના સમભાગ કરે. જે ઠેકાણે આ આડી રેખા ઉભી રેખા થી છેદાય છે તે જગા અધ્યક્ષની છે એમ સમજવું. સ્તંભબિંદુનેજ ધ્વજવંદન વિધિના ક્ષેત્રનું મધ્યબિંદુ કલ્પી લાંબી લીટીને અડકે ત્યાં સુધી ધ્વજસ્તંભની જગાએથી વર્તુલ દોરવો. આ વર્તુલ લાંબી લીટીની નીચે આવેલો કામનો નહિં. આ વર્તુલનો આકાર ઘોડાનીનાળ જેવો લાગશે. આજ વર્તુલને સરખે અંતરે હોય એવા જેટલા જોઇએ તેટલા વર્તુલો દોરવા પણ દરેકનું અંતર એક બીજાથી ચાર ફુટનું હોવું જોઇએ.

આડી લીટીનાં મધ્યબિંદુ પર એટલેકે સ્તંભની બરોબર ૫ ફુટ પછવાડે વચ્ચોવચ અધ્યક્ષનું સ્થાન હોવું જોઇએ. આ સ્થાનની પછવાડે ૨ ફુટ ઉપર અધ્યક્ષની ડાબી અને જમણી બાજુએ શિબિરાધિપતિ અને સેનાપતિનાં સ્થાન હોવાં જોઇએ. ધ્વજસ્તંભની લીટીમાં જમણી બાજુએ તેટલેજ છેટે બ્યુગલ વગાડનારા ઉભા રહેવા જોઇએ. સ્તંભની સામે પહેલા વર્તુલની અંદરની બાજુથી ૪ ફુટ છેટે ગાયકગણને સ્તંભ તરફ મોંઢું કરીને ઉભો રાખવો. અધ્યક્ષની પછવાડેની બેઉ બાજુએ દળના જુદા જુદા સર્વે અધિકારી ઉભા રહે. તેની પછવાડે નિમંત્રેલાં માણસો, અથવા કોંગ્રેસના કિંવા અન્ય અધિવેશનનાં વખતની વર્કીંગ કમિટીના સભાસદો કિંવા ઓલ ઇન્ડીયા કોંગ્રેસ કમિટીના સભાસદો કાંતો પ્રાંતિક કોંગ્રેસ કમિટીના સભાસદ ઉભા રહે. સામેના વર્તુળપર સ્તંભ તરફ મુખ

કરીને ધ્વજવંદન કરનાર સૈનિકો ઉભા રહે. પહેલી હારમાં બાળાઓ અને સ્ત્રીઓ ઉભી રહે, તેની પછવાડેની હારમાં છોકરાઓ અને તે પછી ગોળ હારમાં સૈનિકો ઉભા રહે.

સ્તંભની જગાએથી પ્રથમ ઉપર પ્રમાણે વર્તુળો કાઢવા. તે પછી આ વર્તુળોની જગાએથી સર્વ બાજુએ આશરે ૧૦ ફુટ જગા મુકી એક મોટી હદ બાંધવી. આ હદની બહાર પ્રેક્ષકોએ ઉભા રહેવું. તેની અંદર પ્રેક્ષકોને બિલકુલ આવવા દેવા નહિં. ( ધ્વજ સ્તંભનું બિંદુ અને જમીનપરની રેખાઓ દેખાડનાર આકૃતિ પણ પરિશિષ્ટ ૫ માં આપેલી છે. )

ધ્વજ ફરકાવતાં પહેલાં તેની નીચે જણાવ્યા પ્રમાણે ઘડી કરી તેને બાંધી તે સ્તંભ પર ચઢાવવો જોઇએ. પ્રથમ ધ્વજને ચારે છેડેથી તાણી રાખી તેની એવી રીતે ત્રેવડી ઘડી કરવી કે તેમ કરતાં લાલ રંગનો પટ્ટો વચ્ચે અનેસફેદ બરાબર ઉપર રહે ( આ વખતે લંબાઇની બાજુ સલંગ રાખવી અને પહોળાઇની બાજુ જેટલીજ એકપર એક એવી ત્રણ ઘડી કરવી, એટલે ત્રેવડી એક લાંબી પટ્ટી થઇ રહેશે. ) જરૂર જણાયતો તે પટ્ટાની પણ વધારે ઘડીઓ કરવી. તે પછી આ લાંબી પટ્ટીની જે બાજુ હવામા ફરકે છે તે બાજુએથી તેને પાઘડીમાં ચીપટી પડે છે તેમ ચીપટીઓ પાડવી. ઘરેડી પરથી આવનારી દોરીનો બહારનો છેડો ધ્વજની ઉપરની ડાબી બાજુએ આવેલા છેડાની નાની ગાંઠમાં બાંધવો. અને ધ્વજની નીચેના ડાબા છેડામાં ઘરેડીપરથી આવતી દોરીનો અંદરનો છેડો બાંધવો. સ્તંભ તેમજ ધ્વજ એમાંની દોરીની નીચેના છેડાથી, ચીપટી પાડી રાખેલી ધ્વજની ઘડીને વીંટાળી તેને ફરકાવતી વખતે સ્હેજમાં છુટે એવું સટકિયું વાળવું એટલે ધ્વજની એક નાનીશી ઘડી થઇ રહેશે. એ ઘડી ધ્વજવંદન ક્રિયા પહેલાં સ્તંભ ઉપર સંપૂર્ણ ચઢાવી રાખવી. ઘડીની નીચે લટકતી દોરીને સ્તંભની સાથે નીચેની બાજુએ જમીનથી એક વામ છેટે

એક ખાસ રીતે તૈયાર કરેલું સરકીયું સરખાં અંતરે વાળવું. આ રીત મુજબ ધ્વજ ફરકાવવાની વ્યવસ્થા કરી રાખવી.

અધિકારીઓએ પોતપોતાની ટુકડી તૈયાર કરી ધ્વજવંદન ક્ષેત્રની ડાબી બાજુથી ક્રમવાર તે લઈ જવી. અને નિયત કરેલા સ્થળે તેને ઉભી રાખવી, એમ કરતે નાના છોકરા છોકરીઓ માટેની જગ્યા તેમજ બૈરાઓ માટેની જગ્યા ધ્યાનમાં રાખવી અને પહેલા એ લોકોનેજ અંદર જવા દેવા. ગાનારાઓનું ટોળું, વાજીંત્ર, બ્યુગલ વગાડનારા તેમજ જુદા જુદા અધિકારી એમણે પોતપોતાને નિયત સ્થળે જઇ ઉભા રહેવું. અને કોંગ્રેસના મુખ્ય આગેવાનોને તેમજ નિમંત્રિત પરોણાઓને તે લોકો માટે નક્કી કરેલાં સ્થળે ઉભા રાખવા.

પાઠ ૮ મો

# ધ્વજારોપણ વિધિ.

સર્વ સૈનિકોએ અને પ્રેક્ષકોએ પોત પોતાના સ્થાનપર " હુશ્યાર " આ સ્થિતિમાં તાલીમબધ્ધ રીતે ઉભા રહેવું અને પ્રારંભમાં "વંદે માતરમ્ "નું ગીત ગાવું આ વખત બે હાથ જોડીને ઉભા રહેવાની પધ્ધતિ જે ઘણે ઠેકાણે ચાલુ છે તે કાઢી નાંખવી જોઇએ કવાયત વખતે બેઉ હાથ બાજુએ રાખીને જે પ્રમાણે એકાદ લશ્કરી સિપાઇ ટટાર ઉભો રહે છે તેજ પ્રમાણે ધ્વજવંદન વખતે આપણે ટટાર ઉભા રહેવું જોઇએ.

ધ્વજ ઘડીના આકારમાં સ્તંભના ઉપરના છેડા પર લટકેલો હોય છે. ધ્વજરક્ષકે અધ્યક્ષને રીતસર " નમસ્તે " કરી તેને ધ્વજ ફરકાવવાની વિનતી કરવી; અને પોતે ધ્વજસ્તંભ પાસે જઇ તેની નીચે બાંધી રાખેલી દોરી છોડવી. દોરી છોડયા પછી તેની અંદરના ભાગની ( સ્તંભ અને ધ્વજ માંહેલી દોરી ) સ્તંભ પાસે ઉભેલા અધ્યક્ષના ડાબા હાથમાં આપવી અને પોતે સર્વને " નમસ્તે " નો સત્કારદર્શક હુકમ બુલંદ અવાજે આપવો. તેજ વખતે અધ્યક્ષે ડાબા હાથે અંદરની દોરી મજબુત ખેંચી પકડવી અને જમણા હાથે ધ્વજ સાથે બાંધેલા સટકિયા વાળી દોરી ખેંચવી. ગાંઠ છૂટતાંજ ધ્વજ હવામાં ફરકવા માંડે છે અને સર્વ લોક ધ્વજનો " નમસ્તે " ના બુલંદ અવાજે સત્કાર કરે છે, અને વાજા જોરથી વાગવા માંડે છે. ધ્વજનું ફરકવું, " નમસ્તે " કરવું, બ્યુગલોનું અને અન્ય વાજીંત્રોનું વાગવું ઇત્યાદિ સર્વ ક્રિયા એકી વખતે એક સાથેજ થવી જોઇએ.

આ પછી ધ્વજની દોરી પહેલાંની માફક સ્તંભને બાંધી ધ્વજરક્ષક અધ્યક્ષને ફરીવાર " નમસ્તે " કરે અને પોતાને સ્થાને જાય તેજ પ્રમાણે અધ્યક્ષે પણ પોતાની જગાએ જવું. પછી સર્વ લોકે નિયમ પ્રમાણે ઉભા રહીને પહેલાં ધ્વજરક્ષકના હુકમ પ્રમાણે નક્કી કરેલી પધ્ધતિ મુજબ

" ધ્વજવંદન " કરવું અને " વિજયીવિશ્વતિરંગા પ્યારા " વાળું ગીત ગાવું. ( સદરહુ ગીતો અને કવાયતનાં ચિત્રો છેવટે પરિશિષ્ટ ૧ અને ૨ માં આપેલાં છે. )

આ પછી અધ્યક્ષ અને બીજા ગૃહસ્થો તરફથી ટુંકાં ભાષણો થાય છે. આજ વખતે આગળ કાંઈ કાર્યક્રમ હોય તો તે પણ જાહેર કરવામાં આવેછે. અને છેવટે " વન્દે માતરમ્ " અને ' ભારત માતા કી જય " નો જયજયકાર બોલાવીને ધ્વજારોપણની વિધિ સમાપ્ત કરવામાં આવે છે.

સૈનિકોએ વર્તુળમાંથી બહાર નીકળતી વખતે તાલીમબધ્ધ બહાર નીકળવું, પહેલાં પહેલી હાર પછી બીજી એવી રીતે એક પછી એક પોતાની જમણી બાજુએથી બહાર જવું; અને કોઇપણ પ્રકારની ગડબડ કર્યા વગર પોતાની ટુકડીના અધિકારીના હુકમ પ્રમાણે કામે લાગવું.

બીજા કોઇપણ પ્રસંગે " વન્દે માતરમ્ " નું રાષ્ટ્રગીત ગવાતું હોય તે વખતે કોઇએ પણ બેસી રહેવું નહિ આ વખતે કોઇ ત્રાહિત હાજર હોય તેણે પણ ઉભા રહેવું જોઇએ; કારણ ' રાષ્ટ્રગીત " ગવાતું હોય ત્યારે બેસી રહેવું એ રાષ્ટ્રનું અપમાન કરવા જેવું છે. "ધ્વજગીત" ચાલુ હોય ત્યારે પણ તેજ પ્રમાણે વર્તવાની જરૂર છે.

પાઠ ૯ મો.

## ધ્વજાવતારણવિધિ.

આ વખતે પણ ધ્વજારોપણ વખતની રીતમુજબજ સર્વ સૈનિકોએ ધ્વજભૂમિની આસપાસ નિયમસર ઉભા રહેવું. ત્યાર પછી ' રાષ્ટ્ર-ગગનકી દિવ્ય જ્યોતિ " એ ગીત ગાવું ( જુઓ પરિશિષ્ટ ૧ ) પછી પહેલાંની માફક ઘૂંટણ ટેકીને ધ્વજવંદન કરી ધ્વજને નીચે ઉતારવો. અને તેજ વખતે ધ્વજને "નમસ્તે" ની ' ખડી તાજીમ ' કરવી ને વાજાં વગાડવાં. ધ્વજ ઉતાર્યા પછી તેની પૂર્વવત ઘડી કરીને તેને કોથળીમાં મૂકવો અને તે કોથળીને સિક્કા મ્હોર મારીને ધ્વજરક્ષકે વડા અધિકારીના હાથમાં યોગ્ય ઠેકાણે મૂકવાને તે આપવી. ધ્વજ આપતા પહેલાં ધ્વજરક્ષકે અધિકારીને "નમસ્તે" કરવા; પછી "વન્દે માતરમ્" નું ગીત ગાયા પછી અને નક્કી કરેલો જયઘોષ કર્યા પછી સર્વ જને ઉપર કહી ગયા તે પ્રમાણે પોતાની જમણી બાજુથી એક પછવાડે એક ધ્વજવંદનના ક્ષેત્રની બહાર નિયમપુર્વક નીકળવું. અને ત્યારપછી પોતપોતાના અધિકારીઓના હુકમ પ્રમાણે આગળ કાર્ય કરવું.

ધ્વજ ચઢાવવાની વિધિ સૂર્યોદય વખતે કરવામાં આવે છે. અને ધ્વજ ઉતારવાની વિધિ સૂર્યાસ્ત વખતે કરવામાં આવે છે. જે ઠેકાણે ધ્વજનું સારી રીતે રક્ષણ કરવાની વ્યવસ્થા ન હોય, તે ઠેકાણે ધ્વજને એકજ કલાક ફરકતો રાખીને પછી ઉપર કહ્યા પ્રમાણે વિધિ યુક્ત ઉતારી લેવો.

આરોપણ અને અવતારણ એ બેઉ વિધિમાં થોડો ઘણો ફરક છે એ ભૂલવું ન જોઇએ. આરોપણ વખતે " વન્દે માતરમ્ " નું ગીત પ્રથમ ગાવામાં આવે છે અને ઉતારતી વખતે તે છેવટે ગાવામાં આવે છે.

તેજ મુજબ આરોપણ વખતે ધ્વજ ફરકવા માંડયા પછી ધ્વજવંદન કરવામાં આવે છે, ત્યારે ઉતારતી વખતે તે ધ્વજ ઉતારતા પહેલાં કરવામાં આવે છે. વળી અરોપણ વખતે "વિજયી વિશ્વતિરંગા પ્યારા"નું ગીત ગાવામાં આવે છે, ત્યારે ઉતારતી વખતે "રાષ્ટ્ર ગગનકી દિવ્યજ્યોતિ" નું ગીત ગાવામાં આવે છે.

## પાઠ ૧૦ મો.

# ક્યાં, કોણ અને કેમ?

આ ધ્વજવંદન વિધિ કોઇપણ રાષ્ટ્રીય સંસ્થાએ અથવા તેની શાખા, પેટા શાખાઓએ ઠરાવેલા દિવસેજ કરવી. બીજી સર્વ સામાન્ય સભાની વખતે પણ પૂર્ણ વિધિ મુજબજ એ ક્રિયા કરવી, કારણ અધૂરી વિધિથી તેનું મહત્ત્વ ઘટી જવાનો દોષ આવે છે, એ જરૂર ધ્યાનમાં રાખવું જોઇએ.

આ વિધિ સૈનિકોને છાવણીની શાળામાં શીખવવી જોઇએ અને તે પ્રત્યેકને ક્યાંએ અથવા કોઇપિણ વખતે જવાનો હુકમ મળતાં તે કરતા અને કરાવતા આવડે તે માટે છાવણી માંહેલાં સૈનિક અને વિદ્યાર્થી દરેકની પાસે તે પૂર્ણ રીતે કરાવી લેવી. તેજ મુજબ આ પૂજ્ય ધ્વજનું મહત્ત્વ પણ સમજાવી દઈ તે વિષે દરેકના મનમાં પ્રેમ અને માન ઉત્પન્ન થાય તેમ કરવું.

ધ્વજારોપણ અને ધ્વજાવતારણ એ બેઉ વિધિઓ ઘણીજ પવિત્ર હોવાને લીધે તે કડક નિયમાનુસાર અને શાંતિપૂર્વક કરવી જોઇએ. તે વખતે નક્કી કરેલાં ગીતોજ ગાવાં અને નક્કી કરેલા જયજયકારજ કરવા. ભાષણો પણ બને તેટલાં ટુંકાં અને સમયાનુસારજ હોવા જોઇએ. આ વિધિને કેવળ ૫–૭ મીનીટ કરતાં વધારે વખત લાગતો નથી. અને તે કરતાં વધારે વખત લગાડવાની જરૂર પણ નથી.

ધ્વજવંદનની ક્રિયા કરવા માટેના સ્થળે એકત્ર થયેલાં સૈનિક વિદ્યાર્થી અને અન્ય જનતા, એ સર્વએ એકીજ વખતે એક સાથે અને એકજ પધ્ધતિથી આ વિધિ પૂરી કરવી. જાતિ, ધર્મ, ભાષા, પ્રાંત કે પંથ એ સંબંધી ભેદભાવને આ સમયે બિલકુલ સ્થાન આપવું નહિ.

આ વિધિ અને આપણા જેવી ધ્વજવંદનની રીત જગતના અન્ય કોઈ દેશમાં જોવામાં આવતી નથી. આ કેવળ આર્યપધ્ધતિ અનુસાર હોઇ આપણી સંસ્કૃતિનું દર્શન કરાવે છે. આમાં જે તાલીમ છે તેજ માત્ર

પાશ્ચાત્ય પધ્ધતિની છે.

કોઈપણ વ્યક્તિને અગર સંસ્થાને પોતાની જગા ઉપર, કાંતો ઈમારતપર ધ્વજ ફરકાવવાની પૂર્ણ છૂટ છે. આ માટે કોઈએક ચોકકસ દિવસ અથવા મુહૂર્તની જરૂર નથી; અગર તેવા ધ્વજને વિધિપૂર્વકજ ચઢાવવો ને ઉતારવો જોઈએ એમ પણ નથી. ધ્વજ માટે પૂર્ણ પ્રેમ અને આદર હોય એટલે થયું.

સ્વતંત્ર રાષ્ટ્રના પ્રત્યેક શહેરમાં, ગામમાં, તેમજ મ્યુનિસિપલ કે સરકારી ઇમારતપર અથવા જગાપર ધ્વજસ્તંભની મુકરર કરેલી જગા હોય છે. સર્વ સૈનિકો ત્યાં નક્કી કરેલા દિવસે ને વખતે જઇ નિયમ પ્રમાણે અને નક્કી કરેલી પધ્ધતિસર ધ્વજવંદન કરે છે.

આજ પધ્ધતિ પોતાને એક રાષ્ટ્ર કહેવડાવનાર હિંદુસ્તાનમાં સુધ્ધાં અમલમાં આવવી જોઈએ; અને રાષ્ટ્રના સિપાઈઓ કહેવડાવનારા સર્વ સૈનિકોએ પોતાનું અભિમાન દૂર કરીને ધ્વજવંદન વિધિ ક્ષેત્રપર ભેગા થઇ નક્કી કરેલી પધ્ધતિ મુજબ અને નિયમ પ્રમાણે વંદન કરવું જોઈએ.

ધ્વજવંદન પ્રસંગે ધ્વજની પૂજા કરવાની રૂઢી કેટલેક ઠેકાણે પડી ગઇ છે. આ રીત ગમે તેટલા ભક્તિભાવથી કરવામાં આવતી હોય તો પણ અયોગ્ય છે કારણકે ધ્વજની એટલે રાષ્ટ્રની ઇજ્જત માટે અહોરાત્ર લઢવું એજ ધ્વજની ખરી પૂજા અને તે માટે પોતાના સર્વસ્વની આહુતિ આપવી તેજ ખરૂં નૈવેદ્ય.

## પાઠ ૧૧ મો.

## ધ્વજવંદનની કવાયત.

ધ્વજવંદનની રીત મહાભારતના વખતથી છે. તેનો પ્રચાર હિંદુસ્તાનના ખૂણે ખૂણે થવો જોઇએ. જગતની ધ્વજવંદનની જુદી જુદી રીતો તરફ નજર કરીશું તો આ ખાસ રીતિ કેવળ આપણા તરફજ છે એમ દેખાઈ આવશે, અને તે સર્વોત્કૃષ્ટ છે એમ કોઇને પણ લાગશે.

પ્રત્યેક રાષ્ટ્રને પોતપોતાની કાંઈ કાંઈ વિશેષતા હોય છેજ. આપણી આ ભારતભૂમિની પણ કાંઇક વિશેષતા હોવી જોઇએ એમ આપણને થાય એ સ્વાભાવિક છે. એટલે આપણા રાષ્ટ્રની આ વિશેષતા એમ સમજીનેજ આ ધ્વજવંદન પદ્ધતિની થોડીક અગવડ વેઠીને પણ તે અંગીકાર કરવી જોઇએ.

ધ્વજવંદનની અને "નમસ્તે"ની પદ્ધત શરીરપ્રકૃતિને સહજ માફક આવી જાય માટે કવાયતની જરૂર છે. સદરહુ કવાયત શીખવવા માટે શિબિરાધિપતિને અથવા શિક્ષકોને સ્હેલું પડે માટે છેવટે ચિત્ર આપીને તેનું સ્પષ્ટીકરણ કરેલુ છે. ( પરિશિષ્ટ ૨ અને ૩ )

"ધ્વજવંદન" શીખવતી વખતે નંબરવારીનો (રૂકાવટસે) ઉપયોગ કરવો. પ્રથમ ૭ નંબર લેવા, તે પછી ૬ માંથી ત્રણ કરવા અને છેવટે એકદમ હુકમ આપવો. એમ થાય એટલે દરેકને નિયમસર અને એકી સાથે વંદન કરવાનું બની શકશે. તેવીજ રીતે "નમસ્તે"ની બાબતમાં પ્રથમ બે નંબર લેવા અને પછી એકદમ હુકમ આપવો.

સર્વ સૈનિકો કિંવા વિદ્યાર્થીઓ એક હારમાં નિયમસર ઉભા રહે તે પછી શિક્ષક નીચે જણાવ્યા પ્રમાણે હુકમ કરવો; અને શીખનારે તે અક્ષરશ: પાળવો.

### હુકમ.

"હુશ્યાર":–ટટાર ઉભા રહેવું, એડી જોડેલી રાખવી અને બેઉ પંજા ૪° ડીગ્રીનો ખૂણો થાય તેટલા દૂર રાખવા. હાથ

બાજુએ સીધા અને અર્ધ મુઠ્ઠી વાળેલા રાખવા.

"ધ્વજવંદન":–"એક":–જમણો પગ ૪૦" ઇંચ (અગર સગવડતા ભર્યો પડે તેમ) પછવાડે મૂકવો. બાકીની સ્થિતિ ઉપર પ્રમાણેજ રહે.

"દો":-જમણો ઘૂંટણ જમીનપર ટેકવો, બન્ને હાથ બાજુ પર ટટાર પણ અર્ધ મુઠ્ઠી વાળેલાજ રાખવા, જમણા પગનો પંજો જમીન પર ટેકવવો અને એડી ઉભી રાખવી. આ એડી પછવાડે સાથળને લાગે નહિ તે ધ્યાનમાં રાખવું; જમણું સાથળ બરાબર ઉભું રાખવું.

"તીન":–જમણા હાથના પંજાના સર્વ આંગળાઓ સરળ વ્યવસ્થિત રીતે જોડીને હૃદયપર દાબીને મૂકવા. હથેલી જમીન સાથે સમાંતર, અંગુઠાનો છેડો છાતી સાથે (Sternum નામના હાડકાં પાસે) લાગેલો અને બાકીની ચારે આંગળીના છેડા હૃદય (heart) પર આણેલા હોવા જોઇએ. માથું ઝટકા સાથે કંઇક નીચે નમાવેલું હોય હડપચી છાતી સરસી ટેકવીને રાખવી. ડાબો હાથ કોણીમાંથી કંઇક વાળીને ડાબા સાથળના મધ્યભાગ પાસેની બાજુએ ટેકવવો. આ વખતે ડાબા હાથમાં એકાદ તરવાર કે લાકડી છે એવી કલ્પના કરવી, શરીર એકદમ ટટાર રાખવું, જરાએ વાંકું ચુંકું કરવું નહિ.

"ચાર":-માથું ફરીને ઝટકા સાથે ઉંચું કરવું. બેઉ હાથ બાજુએ કરી "દો"ની સ્થિતિમાં આવવું.

"પાંચ":–એકદમ ઉભા થઇને "એક"ની સ્થિતિમાં આવવું.

"છે":–જમણો પગ આગળ લાવી "હુશ્યાર"ની સ્થિતિમાં ઉભા રહેવું.

આ પ્રકારનું વંદન ફક્ત રાષ્ટ્રધ્વજનેજ કરવાનું. બીજા કોઇપણ ધ્વજને અગર બીજી કોઇપણ વ્યક્તિને કરવાનું નથી. એ સર્વએ ધ્યાનમાં રાખવું.

# "નમસ્તે"ની કવાયત

## હુકમ.

"નમસ્તે"ની રીત:-' હુશયાર" સ્થિતિમાં ઉભા રહ્યા પછી.

'નમસ્તે':-"એક":-હુકમ થતાંજ જમણો હાથ સર્વ આંગળીઓ સાથે રાખી છાતી સરસો લગાવવો, અંગુઠો છાતીએ ટેકવેલો રાખવો, હથેલી જમીન સાથે સમાંતર રાખવી અને માથું કંઇક નમાવેલું રાખવું (ધ્વજવંદનના "તીન"નું સ્પષ્ટીકરણ જુઓ).

"દો":-હાથ બાજુએ લાવીને 'હુશયાર" સ્થિતિમાં પહેલાંની જેમ આવવું.

"નમસ્તે"ના વખતે હથેલી જમીન તરફ હોય છે આંગળા હૃદયપર મૂકેલાં હોય છે અને માથું નીચે નમેલું હોય છે. આનો અર્થ એવો થાય કે "નમસ્તે" કરનાર "પોતાની જન્મભૂમિનું સ્મરણ કરી અને હૃદયમાં પ્રત્યક્ષ પરમેશ્વરને સાક્ષી રાખી ધ્વજને, એટલેજ રાષ્ટ્રને જીંદગીમાં ભૂલશે નહિ અને તેને માટે પોતાના પ્રાણનુંયે બલિદાન આપતાં આગળ પાછળ જોશે નહિ.

## પાઠ ૧૨ મો.

## જયજયકાર.

જયજયકારની રીત હિંદુસ્તાનમાં નવીન છે એવું નથી. પણ તે પરાપૂર્વથી ચાલી આવેલી છે. ભરતભૂમિની હાલમાં જાગૃતિ પામેલી જનતાને નિયમનું અને સંગઠનનું વલણ આપનારાઓએ જયજયકાર બદલ પણ કાંઇ નિયમ કરવાની જરૂર છે. ગમે તેને, ગમે ત્યાં, ગમે તેનો, ગમે તે રીતે જયજયકાર કરવો એ તાલીમનું નહિ પણ કેવળ મૂર્ખાઇનું ચિન્હ છે એમ સમજવું. જયજયકાર રાષ્ટ્રનોજ કરવો. રાષ્ટ્રનો જયજયકાર કીધો એટલે રાષ્ટ્ર માટે નિશદિન ઝઝુમનારી વ્યક્તિનો પણ જયજયકાર કીધા જેવુંજ થયું. અનેક વ્યક્તિ મળીને એક રાષ્ટ્ર થાય છે. એટલે કે રાષ્ટ્ર આગળ વ્યક્તિ એ નજીવી છે. મોટી મોટી વ્યક્તિ કરતાંએ રાષ્ટ્ર હંમેશા મોટુંજ છે. તેથી રાષ્ટ્રનો એક વખત નહિ પણ જોઇએ તો ત્રણવાર જયજયકાર કરો પરંતુ વ્યક્તિના જયજયકારને કદીપણ પ્રાધાન્ય આપવું નહિ.

કેટલેક ઠેકાણે પ્રાંતાભિમાનથી પ્રેરિત જનતા પોતાના પ્રાંતનો જયજયકાર કરે છે. એમ કરવાથી રાષ્ટ્રની પહેલાં પ્રાંતનું ટટ્ટુ આગળ ધપાવવાનો અને રાષ્ટ્રને ભૂલવાનો સંભવ રહે છે. તેજ પ્રમાણે આ કારણને લીધે પ્રાંત પ્રાંત વચ્ચે અયોગ્ય સરસાઇ ઉત્પન્ન થઇ રાષ્ટ્રને નુકસાન પહોંચે છે. પ્રાંત રાષ્ટ્રનુંજ એક અંગ છે. એટલે કે રાષ્ટ્રમાંજ તેનો સમાવેશ થાય છે, એમ સમજીને કેવળ રાષ્ટ્રનો જયજયકાર કરવો અને પ્રાંતિક જયજયકાર બંધ કરવો.

"ભારત માતાકી જય" "વંદે માતરમ્" આ બેજ જયજયકાર આવી રાષ્ટ્રીય ભાવનાના હોઇ હિમાલયથી માંડી કન્યાકુમારી સુધી પથરાયલા આ વિશાળ દેશના ખૂણેખૂણેથી તેનો ધ્વનિ ગાજવો જોઇએ, એટલેકે આ બેજ જયજયકાર હંમેશા કરવા, એ સિવાય કોઇપણ કરાવવા નહિ. તે અદબસર બુલંદ અને ગગનભેદી અવાજે કરવા જોઇએ; અને તે પણ શીખવવાની આવશ્યકતા છે.

આ જયજયકાર શીખવવાની પધ્ધતિઃ—" ભારતમાતાકી જય " એની અંદર "ભારતમાતાકી" એ શબ્દ ધ્વજરક્ષકે બુલંદ અવાજે પ્રથમ બોલવો. અને પછી "જય" એ શબ્દ બીજાં સર્વ લોકોએ ગગનભેદી અવાજે ઉચ્ચારવો. તેજ પ્રમાણે 'વંદે માતરમ્"માં " વન્દે " ધ્વજરક્ષકે બોલવું અને અન્ય લોકોએ " માતરમ્ " બોલવું.

જયઘોષ કરતી વખતે અવાજ ખખડાવીને કાઢવાની ખબરદારી રાખવી. રડતા અવાજે જયઘોષ કરવો નહિ, કારણ જયઘોષનો અર્થજ એ છે કે આપણે રાષ્ટ્રની બાબતમાં થયેલો હર્ષ બીજાઓને જણાવવાનો છે; અને તે જો જણાવવાનો હોય તો મર્દાઇ ભરેલો, બુલંદ અને ગગનભેદી અવાજજ નીકળવો જોઇએ.

## પાઠ ૧૩ મો.

# ખાસ લક્ષમાં રાખવાની વાતો

રાષ્ટ્રધ્વજ એ અતિ પવિત્ર અને આદરણીય વસ્તુ હોવાને લીધે તેનું યોગ્ય માન હંમેશા જાળવવું જોઇએ. ઘરનાં બીજાં ફાટેલાં ગોદડાં જેવું ધ્વજ કાંઇ સાધારણ કપડું નથી. તેની કીંમત પ્રાણ કરતાંએ વધારે છે. આ કારણને લીધે નીચે આપેલી સૂચનાઓ દરેકે હંમેશા ધ્યાનમાં રાખવી.

૧. ધ્વજને ઘરમાં કયાંએ ગમે તેમ નાંખી મૂકેલો કામનો નહિ. તેને હંમેશા સુરક્ષિત અને પવિત્ર ઠેકાણે રાખવો. તેને કોઇનો પણ પગ લાગે તે ઠીક નહિ. સાધારણ કાપડની જેમ (હાથ રૂમાલ, ટુવાલ, ટેબલ કલોથ વગેરે માટે) તેનો ઉપયોગ કરવો એટલે તેની અવગણના કરવા જેવું થયું. સારાંશ કે તેને હંમેશ ઘડી કરી સીલબંધ કોથળીમાં રાખવો.

૨. ધ્વજને જમીનનો સ્પર્શ સુદ્ધાં થવા દેવો નહિ. તેની ઘડી અગર ચીપટી કરવાની હોય તો તે અદ્ધર રીતે કરી તેને સ્તંભપર ચઢાવવો.

૩. જુનો પુરાણો ફાટેલો અથવા ઉડી ગએલા રંગનો ધ્વજ કદી પણ સ્તંભપર ચઢાવવો નહિ; તે એવો જો હોય તો એકાદા સંન્યાસીને સમાધિ આપવામાં આવે છે, તે પ્રમાણે તેને પવિત્ર જગામાં અત્યંત સન્માન પૂર્વક દાટવો કિંવા વિધિ પૂર્વક બાળવો.

૪. ધ્વજને હંમેશા ફરકતો રાખવો નહિ. તેને સૂર્યોદય વખતે ચઢાવવો અને સૂર્યાસ્ત વખતે નીચે ઉતારી લેવો. આ બેઉ વખતે તેને વિધિપૂર્વક વંદન કરવું જોઇએ. નક્કી કરેલી જગ્યાએજ માત્ર તે હંમેશા ફરકતો રહે. આવી રીતે ચાલુ ફરકતા રહેતા ધ્વજને દર દોઢ મહિને બદલવો.

૫. ધ્વજ ફરકતો હોય તે વખતે તેનાં સંરક્ષણ માટે યોગ્ય પહેરો ભરનારની નિમણુંક કરવી; અને આ સંરક્ષણનું કામ વારા ફરતી કરાવી લેવું જોઇએ.

૬. દીવો નીચે પડે એ જેમ અપશકુન છે, તેજ પ્રમાણે ધ્વજનું નીચે પડવું અથવા વાંકા થવું એને અપશકુન થયાં એમ સમજવું જોઇએ.

૭. ધ્વજ ચઢાવ્યા પછી વરસાદ પડવાનો સંભવ હોય તો રક્ષકે તેને વિધિપૂર્વક વંદન કરી નીચે ઉતારી લેવો અને વરસાદ બંધ થતા ફરી ચઢાવવો.

૮. સ્તંભના મધ્યભાગ સૂધી ધ્વજને ચઢાવી ત્યાંજ ફરકતો રાખવો એ સૂતકીપણાનું લક્ષણ છે. દેશનું સૂતક દર્શાવવા માટે ધ્વજ અધવચ સૂધી ચઢાવવામાં આવે છે. દાખલા તરીકે લોકમાન્ય ટિળકની પુણ્યતિથિ પાળતા હોઇ ધ્વજવંદનનો સમારંભ કરવો હોય તો ધ્વજ અધવચ્ચે ચઢાવવો જોઇએ.

૯. પ્રત્યેક દેશમાં પોતાના ધ્વજને પ્રથમ પૂજાનું માન અપાય છે; અને અન્ય રાષ્ટ્રોના ધ્વજ પોતાના રાષ્ટ્રધ્વજની છાંયા નીચે સુરક્ષિત રાખવામાં આવે છે. પોતાના રાષ્ટ્રધ્વજનું સન્માન કરવું એટલે બીજા રાષ્ટ્રના ધ્વજોનું (તે મિત્ર રાષ્ટ્રો હોય તો) અપમાન કરવું એમ નહિ. ધ્વજ સંબંધમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે એવો નિયમ છે કે પોતીકા રાષ્ટ્રધ્વજની સાથોસાથ અન્ય ધ્વજોને માન આપવું જોઇએ. પારકો ધ્વજ બાળવો, ફાડવો અથવા તેનું બીજી કોઇ રીતે અપમાન કરવું તે ન માફ થઇ શકે એવા પ્રકારનો ગુન્હો છે. માત્ર પોતાના રાષ્ટ્રધ્વજનું કોઇપણ પ્રકારે અપમાન થાય તો કોઇએ પણ તે સાંખી લેવું નહિ, આ વાત બરાબર ધ્યાનમાં રાખો. જગતના બીજા અનેક ધ્વજ સાથે આપણો ધ્વજ ફરકાવવો હોય તો તેનું સ્થાન સર્વથી ઉંચું અને આગળ પડતું હોવું જોઇએ.

૧૦. કોઇપણ સભામાં વક્તાની અને પ્રમુખની પછવાડે જમણી બાજુએ ધ્વજ ઉંચે ફરકાવવો; વક્તા કે પ્રમુખની સામે તે કદીપણ ફરકાવવો નહિ.

૧૧. ધ્વજ મોટરપર ફરકાવવો હોય તો તે સારો લાગે તેટલા પ્રમાણનો લઇ મોટરની "રેડીએટર કેપ" પર એવો વ્યવસ્થિત અને મજબૂત રીતે મૂકવો કે જેથી તે ફરકતી વખતે નીચે પડી ન જાય. મોટરની અથવા બીજી કોઇ ગાડીની આજુબાજુ ધ્વજ લગાવવો નહિ

૧૨. ધ્વજપર ચરખા સિવાય કોઇપણ પ્રકારનાં બીજાં ચિન્હ, ચિત્ર, વેલબુટ્ટી, અક્ષરો, ભરતકામ વગેરે કદીએ કરવાં નહિ. નક્કી કરેલાં ચિન્હ સિવાય બીજાં ચિન્હે હોય તો તેને રાષ્ટ્રધ્વજ કહી શકાય નહિ.

# परिशिष्ट १

---

( १ )

## राष्ट्रगीत

वन्दे मातरम् ॥ ध्रु० ॥

सुजलाम्, सुफलाम्, मलयजशीतलाम्,

शस्यश्यामलाम्, मातरम्,

शुभ्रज्योत्स्नापुलकितयामिनीम्,

फुल्लकुसुमितद्रुमदलशोभिनीम्,

सुहासिनीम्, सुमधुरभाषिणीम्,

सुखदाम्, वरदाम्, मातरम् ॥ वन्दे० ॥ १ ॥

त्रिंशत्कोटिकण्ठकलकलनिनादकराले,

द्वि–त्रिंशत्कोटिभुजैर्धृतखरकरवाले,

के बले मा ! तूमि अबले !

बहुबलधारिणीम्, नमामि तारिणीम्,

रिपुदलवारिणीम्, मातरम् ॥ वन्दे० ॥ २ ॥

## ध्वजगीत ।

विजयी विश्व तिरङ्गा प्यारा—
झण्डा ऊंचा रहे हमारा ॥ ध्रु० ॥
सदा शक्ति बरसानेवाला,
प्रेमसुधा सरसानेवाला,
वीरोंको हरषानेवाला,
मातृभूमिका तनमन सारा ॥ झण्डा० ॥ १ ॥
स्वतन्त्रताके भीषण रणमें—
लखकर बढे जोश क्षणक्षणमें,
कांपें शत्रु देखकर मनमें,
मिट जाये भयसङ्कट सारा ॥ झण्डा० ॥ २ ॥
इस झण्डेके नीचे निर्भय—
लें स्वराज्य यह अविचल निश्चय,
बोलो भारतमाताकी जय !
स्वतन्त्रताही ध्येय हमारा ॥ झण्डा० ॥ ३ ॥
आओ प्यारे वीरो ! आओ,
देश-धर्मपर बलि बलि जाओ,
एकसाथ सब मिलकर गाओ,
प्यारा भारतदेश हमारा ॥ झण्डा० ॥ ४ ॥
इसकी शान न जाने पाये,
चाहे जान भलेही जाये,
विश्वविजय करके दिखलायें,
तब होवे प्रण पूर्ण हमारा ॥ झण्डा० ॥ ५ ॥

## राष्ट्रीय पताका

राष्ट्र-गगनकी दिव्यज्योति राष्ट्रीय पताका नमो ! नमो ! !
भारत-जननीके गौरवकी अविचल शाखा नमो ! नमो ! ! ध्रु०॥
करमें लेकर इसे शूरमा तीस कोटि भारत सन्तान--
हँसते हँसते मातृभूमिके चरणोंपर होंगे बलिदान।
हो घोषित निर्भीक विश्वमें तिरल तिरङ्गा नवल निशान।
वीर-हृदय खिल उठे, मार लें भारतीय क्षणमें मैदान।
हो नसनसमें व्याप्त चरित शूरमा शिवीका नमो ! नमो ! !
राष्ट्र-गगनकी दिव्यज्योति० ॥ १ ॥

नव युवकों ! स्वातन्त्र्य-समरमें नवजीवन संचार करो।
शस्त्र अहिंसासे दलकर दासता-दुर्गको क्षार करो।
शान्ति-क्रान्ति-युगमें हे वीरों ! जीवन-सुमन निसार करो।
ऊँचे स्वरसे एकसाथ जननीकी जयजयकार करो।
शक्ति देखकर शत्रु शिबिरमें मचे सनाका नमो ! नमो ! !
राष्ट्र-गगनकी दिव्यज्योति० ॥ २ ॥

उच्च हिमालयकी चोटीपर जाकर इसे उड़ायेंगे।
विश्वविजयिनी राष्ट्रपताकाका गौरव फहरायेंगे।
समराङ्गणमें लाल लाडले लाखों बलि बलि जायेंगे।
सबसे उंचा रहे, न इसको नीचे कभी झुकायेंगे।
गूँजे स्वर संसार-सिंधुमें स्वतन्त्रताका नमो ! नमो ! !
राष्ट्र-गगनकी दिव्यज्योति० ॥ ३ ॥

---

# ‘ध्वजवंदन’ तथा ‘नमस्ते’

## कवायद

चित्र १ “होश्-यार्”



चित्र २ “एक”



चित्र ५–"चार" (बगलसे)



चित्र ६–" **होश्-यार** "

चित्र ७–" **नमस्-ते** "





दर्शक
दर्शक
मैं
दा
ला
कु
न
(१) अध्यक्ष
(२) शिबिराधिपति
(३) सेनापति
(४) बिगुलर्स्
(५) ध्वजरक्षक
(६) ध्वजस्तंभ
(७) गायकगण
(८) चौतरा
(९) संस्थाके अधिकारी
[१०] निमंत्रित नेता
[११] निमंत्रित सज्जन
दर्शक
दर्शक
बाहर जानेका रास्ता
भीतर आनेका रास्ता
(९) संस्थाके
अधिकारी
(१०) निमंत्रित
नेता
(११) निमंत्रित
सज्जन
बाजे
बाजे
प्रमाण :— ½ सेंटिमीटर = १ फुट

